# મદાન્ધની મસ્તી.

'સંવત્સરીના દિવસે ઢુવા (કાઠિયાવાડ)માં
ભજવી બતાવેલ રસિક સંવાદ.

લખી આપનાર
સ્થા૦ જૈ૦ મુનિ શ્રી છોટાલાલજી.

(શ્રી. અભજી ગણેશનાં અ૦ સૌ૦ ધર્મપત્ની શ્રી
મોંઘીબાઈના સ્મરણાર્થે)

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા
શાહ શિવલાલ અભજી
મુ. ઢુવા (કાઠિયાવાડ.)

પ્રત ૪૦૦. સંવત ૧૯ ૫. વીર સ. ૨૪૪૫. સને ૧૯૧૯

શ્રી "ભાગ્યોદય" પ્રિન્ટિંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ઠે. ખાડીઆ—અમદાવાદ.

કિંમત રૂ. ૦-૧-૬.

# અર્પણ.

અખંડ સૌ. પૂજ્ય તીર્થસ્વરૂપ સ્વર્ગીય માતુશ્રી
મોંઘીબાઇના ચરણકમળમાં.

આપશ્રીના અનંત ઉપકારોના બદલામાં આપશ્રીની હયાતીમાં અમો કાંઇ પણ કરી શકયા નહિ જેના માટે પૂર્ણ ખેદ થાય છે. તેમજ આપશ્રીના ઉપકારનો બદલો વળે તેમ નથી, છતાં આજે ઘણા લાંબા સમયના વિયોગે આ લઘુ પુસ્તક કે જે અમોને અતિ ઉપયોગી જણાયું છે તે આપના ચરણમાં ધરી અમોને અમે કૃતાર્થ માનીએ છીએ.

દ્વવા
સંવત ૧૯૭૫ ના
ભાદરવા સુદિ
પૂર્ણિમા.

લિ૦
અમો છીએ. આપનાં ઋણી બાળ
શીવલાલ અમજી
તથા
વ્રજલાલ અમજી
અને બ્હેનો.

# સ્તુતિ.

મંગલ મહામંગલ કર અચલ ઈશ્વરા,
પાર્શ્વ કૃષ્ણુ રામ રહીમ નામ શંકરા. મંગલ.

ૐ સ્વરૂપ અરૂપ અલખ ખલક પરવરા,
આપ તાપ કરત કંઈક પ્રણુચીચો તર્યા..........મંગલ.

દિવ્ય તેજ દિવ્ય હેજ સહજ વિસ્તરા,
સહૃય હૃદય વાસ કર પિયુષના ઝરા..............મંગલ.

જ્ઞાન દીપ ભવ્ય હૃદય સ્થાપી કાપ આ,
વિશ્વ વ્યાપી જાડય અંધકાર આ મહા............મંગલ.

વિશ્વના વિહારી અરજ બાળની છે આ,
ત્રાસ વાસ આપ કાપ જન્મ ને જરા..............મંગલ.



# મહાન્ધની મસ્તી.

પાત્રો—મહાન્ધ, પ્રવાસીચંદ્ર, રમણીકલાલ, વિદ્યાનંદ, બાળચંદ્ર, હાજીયાશંકર, ધનાન્ધ.

( પ્રવાસીચંદ્ર દુઃખીઓની તપાસ કરવા વિદ્યાર્થીઓની સંભાળ લેવા અને એવા બીજા પરોપકારનાં કામ કરવા સ્થળે સ્થળે ભ્રમણ કરે છે અને ધનપુર શહેરના ઉપાશ્રયમાં પોટકા સાથે આવીને ઉતારો કરે છે...એવામાં રમણીકલાલ આવે છે અને તેમને પૂછે છે. )

રમણીકલાલ—ભાઇ શ્રી, તમારે ક્યાં રહેવું ?

પ્રવાસીચંદ્ર—હું વિશ્વપુર નગરનો રહીશ છું.

રમણીકલાલ—તમે ત્યાં શું ધંધો કરો છો ? વ્યાપાર કે નોકરી ?

પ્રવાસીચંદ્ર—હું જ્ઞાન પ્રબોધક મંડળનો મેમ્બર છું.

રમણીકલાલ—તમે અહીંઆ શું પ્રસંગે પધાર્યા છો ?

પ્રવાસીચંદ્ર—હું મંડળની વતી નિરાશ્રીતો અને ગરીબ વિદ્યાર્થીઓની તપાસ કરવાને અને બનતી સહાય કરવાને નીકળ્યો છું અને એજ પ્રસંગે અહિં પણ આવ્યો છું.

( ત્યારપછી રમણીકલાલ બહાર જાય છે, ત્યાં વિદ્યાનંદને રસ્તામાં ઉભેલો જુએ છે. )

રમણીકલાલ—અલ્યા વિદ્યાનંદ ! તું હમણાં શું કરે છે ?

વિદ્યાનંદ—શું કરે છે શું ? રખડું છું, જ્યાં ત્યાં આંટા મારૂં છું ને દિવસ ગુજારૂં છું.

રમણીકલાલ—તને ભણવાને કાંઇ સહાય મળી કે નહીં ?

વિદ્યાનંદ—અરે ! ખાવાના વાંધા ત્યાં ભણવાની શી આશા ?

રમણીકલાલ—ત્યારે ચાલ, આજે પ્રવાસીચંદ્ર નાનના ગૃહસ્થ દુ:ખીઓની તથા ગરીબ વિદ્યાર્થીઓની સહાય માટે આવેલા છે તેમની પાસે હું તને તેડી જાઉં. તે જરૂર મદદ કરશે.

( રમણીકલાલ વિદ્યાનંદને પ્રવાસીચંદ્ર પાસે તેડી જાય છે અને પછી પોતે ચાલ્યો જાય છે. )

વિદ્યાનંદ—મહાશય ! પ્રવાસીચંદ્ર આપનું નામ કે ?

પ્રવાસીચંદ્ર—હા, કેમ ભાઇ, તમારૂં નામ શું છે ?

વિદ્યાનંદ—મ્હારૂં નામ વિદ્યાનંદ છે. મ્હેં આજે સાંભળ્યું કે આપ જ્ઞાન પ્રબોધક મંડળના એક સભ્ય–મેમ્બર છો અને તે મંડળના નિયમોને અનુસરી આપ સ્થળે સ્થળે ફરો છો અને ગરીબ વિદ્યાર્થીઓને વિદ્યા મેળવતાં પડતી મુશ્કેલીઓ દૂર કરવા બનતો પ્રયત્ન કરો છો. તે વાત સત્ય છે કે કેમ ?

પ્રવાસીચંદ્ર—હા, તમોએ સાંભળેલું ખરૂં છે. અમારા મંડળ તરફથી બનતી સહાય વિદ્યાર્થીઓને અપાય છે. પણ સાથે સાથે જણાવી દઉં છું કે અમો મંડળ તરફથી સહાય કરીએ છીએ તે સારા શ્રીમંતોને ઉપદેશી તેમની પાસેથી સારી રકમ મેળવીને એનાજ ગામના ગરીબ વિદ્યાર્થીઓને પ્રથમ સહાય કરીએ છીએ. આ ગામમાં કોઇ એવો ગરીબ વિદ્યાર્થી હોય તો મને કહેજો. તો અમારા મંડળની વતી હું મ્હારાથી બનતું જરૂર કાંઇક કરીશ.

વિદ્યાનંદ—એવો કોઇ ગરીબ વિદ્યાર્થી બીજે ક્યાં શોધવા જવો ! આપની સન્મુખ ઉભો છે તેજ વિદ્યાર્થી છે, અને તે તદ્દન

ગરીબ છે. દરિદ્રની મૂર્તિ જેવી હોય તો મનેજ જોઇ લેવો. મ્હારી કર્મકથા બહુ લાંબી છે, અને દુઃખથી ભરેલી છે. મ્હારી જીવનકથા સાંભળી તમારા જેવા દયાળુને અશ્રુ પ્રવાહ વહે એમ હું ખાત્રીથી કહું છું.

**પ્રવાસીચંદ્ર**—ભાઇ વિદ્યાનંદ, ગરીબાઇ કે શ્રીમંતાઇ એ પૂર્વકૃત પુરૂષાર્થનું પરિણામ છે, એટલે ગરીબાઇથી ગભરાવું નહિ તેમજ શ્રીમન્તાઇથી છકી જવું નહિ એમ ડાહ્યા વિદ્વાનો અને શાસ્ત્રો કહે છે. માટે ભાઇ, ગભરા નહિ અને તારી હકીકત મને કહે. જેટલી કહેવા જેવી હોય તે સર્વે મને કહે. મ્હારાથી બનતી તારી સેવા જરૂર હું કરીશ.

**વિદ્યાનંદ**—દયાળુ મહાશય! આપની આશ્વાસનયુક્ત વાણીથી મને સંતોષ થાય છે અને આશા બંધાય છે કે હવે મ્હારી શુભેચ્છાઓ સઘળી પૂર્ણ થશે. મ્હારી જીવન કથા એવી છે કે જેને હું મ્હારા કહું એવું આ જગતમાં મ્હારૂં કોઇ નથી. નથી ગામમાં ઘર કે વગડામાં ખેતર. નિરાધાર અ-સહાય એકલો અટુલો રખડ્યા કરૂં છું.

**પ્રવાસીચંદ્ર**—તમારા કહેવાપરથી સ્હમજાય છે કે તમારાં માતાપિતા કે એવાંજ નિકટનાં સગાંઓ નથી. પણ તમારા કુટુંબી કોઇ નથી કે જે તમને સહાય કરે?

**વિદ્યાનંદ**—મહાશય, આપ ડાહ્યા થઇને આવો પ્રશ્ન કરો છો તેથી મને આશ્ચર્ય થાય છે. જગત-સ્વાર્થી જગત મનુષ્યનું સગું નથી પણ પૈસાનું-દ્રવ્યનું સગું છે. ગમે તેવો ડાહ્યો હોય છતાં જો નિર્ધન હોય તો તેનો કોઇ ભાવ પૂછતું નથી અને દ્રવ્યવાન મૂર્ખ કે દુરાચારી હોય તોપણ તે સ્વાર્થી

જગતમાં સર્વ સ્થળે માન પામે છે. એના માટે એક વિદ્વાને ઠીક કહ્યું છે. તે કહે છે કે—

ગઝલ

નથી પૈસા યદિ ગાંઠે, મને ના ભાઇ કો ગાંઠે,
કહે એ તો દિવાનો છે, સગો પણ એહ શાનો છે ?
નથી કાંઇ પ્રેમ નારીને, વિના પૈસે શું યારીને,
જગતમાં પ્રેમ પૈસો છે, જગતની નેમ પૈસો છે!
સગાં છે સર્વ પૈસાનાં, સનેહી દોસ્ત પૈસાનાં,
પૂરી સંસારની શોભા, ગૃહસ્થીના બધા મોભા,
બધું તે દ્રવ્યમાંહી છે, નકી તેનીજ છાંહી છે!

આ પ્રમાણે જગતનો વ્યવહાર છે, ત્યાં મ્હારા જેવા નિર્ધનીયાનાં સગાં કોણ થાય ? મ્હારા કાકા—કુટુંબીઓ તો ઘણાએ છે. પણ મને કોઇ ખાવા અન્ન કે પહેરવાને વસ્ત્ર પણ આપતું નથી. મારો નિર્વાહ તમારા જેવા દયાળુની દયાથી ચાલે છે પણ તેમાં ઘણી વખતે ખાવાના સાંસા પડે છે.

**પ્રવાસીચંદ્ર**—કદાચ સગાંઓ કામ ન આવે પણ ગામમાં ઘણા શ્રીમંતો છે અને વળી ઉદાર છે તો તમારા જેવા એક વિદ્યાર્થીને સહાય કરવી એમાં શું મોટી વાત છે? ભલા એ તો ઠીક, પણ તમારે ભણવાનું કેમ છે ?

**વિદ્યાનંદ**—અરે ભાઈ સાહેબ! જ્યાં ખાવાને પુરૂં કોઇ ન આપે ત્યાં ભણવાના માટે તે વળી કોણ સહાય કરે ? અમારા ગામમાં શ્રીમંત ઘણા છે એ વાત ખરી પણ ઉદાર એવા છે કે તેલમાં માખી પડી હોય તો ચુસી લે છે અને એક પૈસા વાસ્તે ધર્મને વેચે છે.

અવાસીચંદ્ર—એ ચાર શ્રીમંતોનાં મને નામ કે ઓળખાણ આપશો, તો હું તેમને સ્હમજાવવાને મારાથી બનતું કરીશ અને મને વિશ્વાસ છે કે જ્ઞાન દેવના પ્રતાપથી હું જરૂર તેમાં ફળીભૂત થઇશ.

વિદ્યાનંદ—સાહેબ! આપનો એ વિશ્વાસ અન્ય સ્થળે કામ લાગે તેમ છે, પણ આ ગામમાં તો ફળીભૂત થવાને બદલે મરીને ભૂત થાય તો ભલે, બાકી અહિંના શ્રીમંતો લક્ષ્મીના પતિ નથી પણ લક્ષ્મીના પિતા છે એટલે બીચારા પાળી પોષી તેને વધારે છે અને અન્યના હાથમાં સોંપી કર્મનો પોટલો સાથે લેઇ ચાલ્યા જાય છે. અમારા ગામમાં એક મદાન્ધ નામના શેઠ એટલા દ્રવ્યવાન છે કે એઓ એકલાજ દરવરસે ૨૫ હજારના ખર્ચથી મોટી મોટી પાંચ સંસ્થાઓ ચલાવી શકે અને તે ખર્ચ તેમને વ્યાજ અને ભાડામાંથીજ પરબારૂં નીકળે છે તેમ છે. પણ મને નથી સાંભરતું કે તેઓશ્રીએ પોતાના હાથથી એક રાતી પાઇ પણ પરમાર્થ ખાતે વાપરી હોય.

અવાસીચંદ્ર—ભાઇ, તેઓ આજે આ ગામમાં છે કે કેમ? જો તે ગામમાં હોય તો હું તેમને વિદ્યાદાનના ફાયદા સમજાવું.

વિદ્યાનંદ—હા, તેઓ શ્રી ગામમાં છે, અને તેઓ હમણાં અડધા કલાક પહેલાંજ દુકાનેથી ઘેર ગયા છે, અને અત્યારે તેઓ ઘેરજ હશે.

અવાસીચંદ્ર—ઠીક ભાઈ, હમણાં હું મદાન્ધ શેઠને ત્યાં જાઉં છું અને મ્હારી પછીથી પાંચેક મીનીટ પછી તું પણ તુર્તજ તેમને ત્યાં આવજે.

( વિદ્યાનંદ બીજે સ્થળે જરૂરી કામ માટે જાય છે અને પ્રવાસીચંદ્ર મદાન્ધ પાસે જવાને તૈયાર થાય છે તેવામાં બાળચંદ્ર નામનો એક છોકરો મળે છે તેને પૂછે છે. )

પ્રવાસીચંદ્ર—છોકરા, ત્હારૂં નામ શું ?

બાળચંદ્ર—મ્હારૂં નામ બાળચંદ્ર છે.

પ્રવાસીચંદ્ર—આ ગામમાં મદાન્ધ શેઠ રહે છે તેનું ઘર તેં જોયું છે ?

બાળચંદ્ર—હા, મદાન્ધ શેઠ તો મારા કાકા થાય છે. તેમનું ઘર મેં ના જોયું હોય ? ચાલો, તમારે જવું હોય તો હું તમને તેમનું ઘર બતાવું.

( પ્રવાસીચંદ્ર, બાળચંદ્રની સાથે મદાન્ધને ત્યાં આવે છે. તે વખતે હાજીયાશંકર નામનો ગૃહસ્થ મદાન્ધને કહે છે. )

હાજીયાશંકર—શેઠ, તમને કાંઈ ખબર છે કે નહિ ?

મદાન્ધ—શેની ખબર ?

હાજીયાશંકર—આપણા ગામમાં એક ભાષણ કરનારો—ચબાવલો કોઈક આવ્યો છે તેની !

મદાન્ધ—એવા તો કંઈક રખડતા હશે અને ગામમાં આવતા હશે. તેવા કેટલાએકની ખબર રાખીએ ? એવા રખડેલની ખબર રાખ્યા કરીએ તો ધંધો કયે દી કરીએ ?

હાજીયાશંકર—પણ એ તો તમારો સ્વધર્મી છે અને કાંઈક ભાષણ કરવાને અને ખરડો કરવા આવેલ છે, અને તે તમારી પાસે હમણાંજ આવશે.

મદાન્ધ—હમણાં હમણાં એવા ભીખારીનું જોર વધી પડયું છે. કમાવા કે વેપાર ધંધાની પોંચ મળે નહિ અને આવડત

બળે નહિ એટલે ભાઇ થયા ભાષણ કરનાર અને લીધા હાથમાં ખરડા. ફલાણા ખાતામાં આપો ને ઢીકણાં ખાતામાં આપો, વિદ્યાદાનમાં આપો ને નિરાશ્રીત ખાતામાં આપો, બસ આપો આપો ને આપો. બીજી વાતજ નહિ. જાણે એવા માટેજ આપણે કમાતા ન હોઇએ ?

હાજ્યાશંકર—હા, જુવો તો ખરા. તમારા જેવા પાસે એક દિવસ પણ ખરડા કે ટીપ વિના કયાં ખાલી જાય છે ?

મદાન્ધ—હવે તો એવા ભિખારીઓથી કંટાળી ગયો છું તેથી કોઇને મ્હોડુંજ માંડતો નથી અને કદાચ કોઇ વખતે લાજે શરમે ખરડામાં કે ટીપમાં કાંઈ રકમ મંડાવવી પડે તો પછી આપવી કોને છે ? ઉઘરાણી કરવાવાળાને પાંચ દશ ધક્કા ખવરાવીએ એટલે પોતાની મેળે થાકી જાય અને આવતો બંધ થઇ જાય.

હાજ્યાશંકર—હું તમને યુક્તિ બતાવું કે જેના લીધે કાંતો તમારી પાસે કોઇ આવેજ નહિ અને આવે તો ખરડામાં નોંધવાનું કોઇ કહેજ નહિ. તે યુક્તિ એ છે કે જ્યારે કોઇ ખરડા કે ટીપ લેઇને આવે ત્યારે જો ગામવાળા કોઈ હોય તો તેની સાથે આગલી પાછલી વાત ઉખેળી કજીયો કરવો— ફલાણા ભાઈ સંઘનું ખાઇ ગયો છે ને ફલાણો મને આમ બોલી ગયો છે ને ફલાણા કામ વખતે મને પૂછ્યું ન હતું એમ કહી કજીયો કરવો જેથી આવનાર હાથ જોડી પગે લાગીને ભાગી જશે. પરગામનું કોઇ હોય તો તેને પ્રથમ તો આદરજ ન આપવો, જવાબજ ન આપવો અને કદાચ જવાબ આપવો પડે તો કહેવું કે—તમને કોણ ઓળખે

છે ? તમે એ સંસ્થાના માણસ છો એની ખાત્રી શું ? તમે તે સંસ્થાનાં કાગળીઆં ચોરી લાવીને એ સંસ્થાના નામથી પૈસા મેળવી ખાઇ જતા હશો તો કોને ખબર છે ? તમે તમારા ઘરના શું ૫—૨૫ હજાર આપ્યા છે કે આમ બીજા પાસેથી ભીખ માગવા નીકળ્યા છો ? તમને ભીખ માગતાં શરમ પણ આવતી નથી ? બસ, આ પ્રમાણે કહેવું એટલે તે કાંઇપણ બોલ્યાચાલ્યા વિના એમનો એમજ ચાલ્યો જવાનો !

**મહાન્ધ**—હા, તેં એ યુક્તિ ઠીક બતાવી અને તારા કહેવા પ્રમાણેજ હવે હું કરીશ. વળી ( આ પ્રમાણે વાતચીત ચાલે છે એવામાં પ્રવાસીચંદ્ર આવે છે તેને આવતા જોઇને હાજીયાશંકર મહાન્ધ શેઠને ઇશારાથી સ્હમજાવે છે કે એ પેલો પ્રવાસીચંદ્ર આવ્યો. મહાન્ધ શેઠને જાણે ફાળ પડી હોય તેમ મોઢું ઉદાસ થઇ ગયું તેની સાથે ક્રોધયુક્ત પણ થયું અને અવળું મ્હોંઢું કરી હાથમાં ચોપડો લેઇને બેસી ગયા !)

( પ્રવાસીચંદ્રને બાળચંદ્ર મહાન્ધ શેઠને બતાવે છે કે સામા બેઠા તે શેઠ છે. પ્રવાસીચંદ્ર મહાન્ધ શેઠની પાસે આવી તેને બોલાવે છે.)

**પ્રવાસીચંદ્ર**—મહાન્ધ શેઠ, આપને જુહાર છે, આપ પોતેજ મહાન્ધ શેઠ કે ? ( જવાબ નથી મળતો. સામું જોતા નથી પણ ભ્રકુટી ચડાવે છે.) કેમ શેઠ બોલતા નથી ? છો તો કુશળક્ષેમને ? આપનાં બાળબચ્ચાં સહુ આનંદમગ્ન છે ને ? સુખશાન્તિમાં છો ? ( જવાબ ન મળ્યો પણ તોબરો ચડયો અને વક્રદૃષ્ટિ થઇ) શેઠ, જવાબ કેમ નથી આપતા ? આ સેવક ઉપર કૃપા છે ને ? શેઠ બોલો તો ખરા ! ( જવાબ ન જ મળ્યો ત્યારે પ્રવાસીચંદ્ર કહે છે. )

આવ્યા તમારા આંગણે, આવો ભલે કે'તા નથી,
કરીએ સલામ પ્રણામ પણ કેં, લક્ષમાં લેતા નથી!
કહો શેઠ કુશળક્ષેમ છે? તમ બાળ બચ્ચાં કેમ છે?
આ રંકની પર રહેમ છે? ઉત્તર અરે, દેતા નથી!

શેઠ, આપને શું ધનનો મદ ચડયો છે કે—યથા નામા તથા ગુણા બતાવો છો? ગૃહસ્થનો આચાર શું છે તે પણ વિચારતા નથી. ગમે તેવા સાધારણ કે અજ્ઞાન લોકના ઘેર કોઈ જાય તો જનારને આવકાર આપે છે અને બેસવાના માટે આસન આપે છે, પણ તમારામાં તો તેટલો પણ વિવેક નથી. શું ધર્મનું—વ્યવહારનું તમારૂં જ્ઞાન આવાજ પ્રકારનું છે? જરા શરમાવ ખરા, જરા વિચાર તો કરો.

**મદાન્ધ**—ક્યારનો લવલવ શું કર્યા કરે છે? તું કોણ છે અને અહિં મારૂં માથું પકવવા શામાટે આવ્યો છું? કાંઇ તને શરમ થતી નથી કે મ્હારા જેવા એક પુરા શ્રીમંતને જેમ તેમ બક્યા કરે છે? અલ્યા બાળચંદ્ર! જરા પાણી તો તો લાવ, મારૂં ગળું દુઃખવા આવ્યું.

(બાળચંદ્ર પાણી લાવી આપે છે અને મદાન્ધ પોતે પીએ છે પણ પ્રવાસીચંદ્રને બેસવા માટે કે પાણી માટે આમંત્રણ કરતો નથી તે જોઈ પ્રવાસીચંદ્ર કહે છે).

**પ્રવાસીચંદ્ર**—નવ બેસવા આસન ધરો, નવ પાન સોપારી ધરો,
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી!
જળપાત્ર નિજ હાથે ભરી, પહેલાં તમો સ્હામે ધરી,
વિવેકની દૃષ્ટિ કરી, પાતા અગર પીતા નથી!

આનંદ—જો, આપને કંકોત્રી લખીને તેડાવ્યા હતા તે બેસવાને આસન જોઇએ છીએ, પાન સોપારી જોઇએ છીએ, અને આપની સેવામાં બે નોકરો પાણી પાવાને જોઇએ છીએ. કાંઈ અક્કલ છે કે નહિ ! તારા જેવા સાથે વાતો કરવા બેસીએ તો અમારે દિવાળુંજ ફુંકવું પડે. પાણી પીવું હોય તો આ પડયું છે. તારા હાથે પીને ઝટ રસ્તો પકડ. નાહક નું મગજ પકવ નહિ.

પ્રવાસીચંદ્ર—જળપાન વણુ કહેવે કર્યું, અંતર અમારૂં હા બળ્યું,
ના ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી.
કૈં વાત જો કરીએ અમે, પણ સાંભળો ના તે તમે,
ના બોલવું તમને ગમે, કીરતારથી બ્હીતા નથી !,

શેઠ, જરા વિચાર તો કરો, અમે અમારા હાથે જળપાન કર્યું તથી અમને કેટલું દુઃખ થયું હશે તેનો જરા ખ્યાલ થાય છે? આપ બહુજ મદમાં ચડી ગયા છો, જરા પણ નરમાશ રાખતા નથી એ તમે વ્યાજબી કરો છો ? મ્હારે હજી આપને કેટલીક વાતો કરવાની છે પણ તમે તે સાંભળતા નથી. અમારૂં બોલવું તમને ગમતું નથી, એ તમને ઉચિત નથી. અમારો તો નહિ પણ પ્રભુનો તો જરા ડર રાખો. એની તો બ્હીક રાખો !

( આ પ્રમાણે વાત કરે છે તેવામાં વિદ્યાનંદ આવી પહોંચે છે, અને પ્રવાસીચંદ્રની પાસે ઊભો રહે છે એટલે પ્રવાસીચંદ્ર વિદ્યાનંદને જોઇને કહે છે. )

શેઠ, આ એક તમારી જ્ઞાતિનોજ ગરિબ વિદ્યાર્થી છે. તેની સ્થિતિ વિષે આપ સર્વ હકીકત જાણતા હશોજ, પણ કદાચ

ન જાણતા હો તો સાંભળો. ભાઈ વિદ્યાનંદ, આ શેઠને તારી સર્વ હકીકત જાહેર કર.

વિદ્યાનંદ—એઓ શ્રી મ્હારી હકીકત જાણે છે. એમની પાસે હું બે ત્રણ વાર આવી મ્હારી કફોડી સ્થીતિ જણાવી ગયો છું. છતાં આપની આજ્ઞા થઈ છે તો આજે એકવાર ફરીથી જણાવી અરજ કરૂં છું. સાંભળો ત્યારે.

વિદ્યાનંદ—(મદા-ધને)–શેઠ, મ્હારી કર્મ-દુઃખ કથા સાંભળવી આપને નહિ ગમતી હોય પણ એક વાર સાંભળવાને કૃપા કરશો.

( શું કહું કથની મારી રાજ—એ રાગ. )

સુણો અરજી આ મારી રાજ, સુણો અરજી આ મારી,
હું તો જાણીં માનવભવ હારી રાજ. સુણો. ૧

બાળપણામાં માતાપિતાએ, મૃત્યુનું શરણું લીધું,
નિરાધાર હું રહ્યો એકીલો, દુર્દૈવે દુઃખ દીધું, રાજ. સુણો. ૨

કાકા મામા ઘરમાં હોય તો, ખાવાના કહેવાયે,
સ્વારથ ન સરતાં ધક્કો દે છે, જગતનો આ વ્યવહાર છે. ૩

અન્ન અને વળી વસ્ત્ર વિનાનો, રખડું દીનપણામાં,
દયા લાવી કોઈ હાથ ગ્રહે તો, રહું તેની સેવામાં. ૪

ત્રણ દિવસથી અન્ન તણા તો, નથી મેં દર્શન કીધાં,
ઉદરમહીં તો લાહ્ય બળે છે, પડે ન પગ મુજ સીધા. ૫

લાડી વાડી કે ગાડી તણી તો, આશા નથી મુજ ઉરમાં,
જ્ઞાન મળે તો જીવન સુધારૂં, સુખે રહું હું જગતમાં. ૬

જ્ઞાન મેળવવા અંતરમાંહી, પ્રબળપણે રહે આશા,
ન મળે પાસે ફૂટી બદામો, તેથી સઘળી નિરાશા. ૭
જ્ઞાન માટે કાંઇ દાન મેળવવા, આવ્યો આપની પાસે,
મ્હેર કરી જો સહાય કરો તો, તમને શિવ સુખ મળશે. ૮

(મુનિ છો.)

શેઠ, જ્ઞાનદાન અને અન્નદાન એ બે પરમદાન છે. મહાન પુરૂષો કહે છે કે.—

**अन्नदानं परंदानम्, विद्यादानं ततः परम्।**
**अन्नेन क्षणिका तृप्ति विंद्या यावत्तुजोवितम् ॥**

અન્નદાન એ ઉત્તમ દાન છે પણ તેનાથી એ વિદ્યાદાન એ ઉત્તમોત્તમ દાન છે કારણકે અન્નથી ક્ષણિક તૃપ્તિ થાય છે અને વિદ્યાથી તો આ ભવ અને પરભવની શાન્તિ મળે છે માટે એવા કાર્યમાં તમારા ધનનો સદુપયોગ કરી મનુષ્ય ભવનો લ્હાવો લ્યો.

( એ સાંભળી મદાન્ધ શેઠ તાડુકા કરી કહે છે. )

મદાન્ધ શેઠ—અરે, આ બન્ને બેવકુફો અહિં કયાંથી આવી ચડયા છે ? આ વિદ્યાનંદના ગટરથી પણ વધારે દુર્ગંધયુક્ત શબ્દો સાંભળી મને હમણાં ઉલ્ટી થાય તેવું થયું છે. અલ્યા બાલચંદ્ર, એક અત્તરના પુમડા સાથે જરા માથે ચોપડવાનો મલમ કે—તજનો અર્ક પણ ઘરમાંથી લેતો આવજે. મ્હારા કર્મના ભોગે અત્યારે આ બે જણા બેશરમા આવીને માથાફોડ કરાવે છે. તેમને શરમે થતી નથી કે આટલું આટલું અપમાન થાય છે છતાં આપણે અહિ ઉભા રહીએ છીએ.

( બાલચંદ્ર અત્તરનું પુંમડું અને માથે ચોપડવાનો મલમ લેઇ આવે છે. તે મલમ માથે લગાવે છે અને અતરના પુમડાને કાનમાં નાંખે છે. )

પ્રવાસીચન્દ્ર—શેઠ, અમને શરમ નથી, ખરેખર અમને શરમ છેજ નહિ. પરોપકારનાં કામ કરવામાં શરમાય તેને અમે અધમ માનીએ છીએ. અમારો પવિત્ર સિદ્ધાન્ત—ગુરૂમંત્ર છે કે—

મરૂં તોય માગું નહિ, અપને કુલકે કાજ,
પરોપકારકે કારણે, મોય માગત નહિ લાજ !

સ્હમજ્યા શેઠ, અમને પરહિતને માટે માગતાં શરમ જ નથી. પણ તમને તો ખરાબ કામ કરતાંએ શરમ નથી. અમે અમારાં દુઃખની વાતો કરીએ છીએ તે પણ તમને સાંભળવી ગમતી નથી. તેમજ દયા જેવી લાગણી નથી. આ તે શું તમારૂં મનુષ્ય હૃદય છે કે પત્થર હૃદય છે ! તે મ્હારાથી તો સ્હમજાતું નથી. જરા—

દુઃખ વાત તમ પાસે કહે, ના રહેમ તમ હૃદયે રહે,
અમ આંખથી આંસુ વહે, એ આંસુડાં લ્હોતા નથી.
ધનહીણ શું હલકા અમે ? ધનવાન તે ઉંચા તમે !
તમને સદા ચહીએ અમે, અમને તમે ચ્હાતા નથી.

મદાન્ધ—હા, હા, અમે ધનવાન તે ઉંચા—ઉંચા સાત વાર ઉંચા અને ધનહિણા તમે એકવાર નહિ પણ સત્તરવાર હલકા. તમે માણસજ ક્યાં છો ? તમે—ગરીબ લોકો તો બે પગવાળા પશુઓ છો, માણસ તો અમે પૈસાવાળા જ છીએ કે અમારા પગ ચાટવાને તમે દોડયા આવો છો. અમારી શ્રીમંતાઇ એ અમારી દેવતાઇ છે, અને અમને જગતમાં

કોઇની બીક છે જ નહિ. કિરતાર કે પ્રભુ એ બધાએ ત—
મારા જેવા નિર્ધનીયાને બ્હીવડાવનારા ભૂત છે, બાકી
પ્રભુ–કિરતાર એવું કાંઇ છે જ નહિ. અમારે તો પૈસો એ જ
પ્રભુ—બીજા પ્રભુ પડે ખાડમાં. સાંભળ—સાંભળ અમારી
શ્રીમંતાઇની મહત્તા તો સાંભળ.

પ્રભુથી ના અમે ડરીએ, દિલે ઇચ્છયું અમે કરીએ,
ન કોની દાદ સાંભળીએ, શ્રીમંતાઇ અમારી છે. ૧
નથી નીતિ તણી પરવા, નથી ધર્મો જ આચરવા,
નથી વિચાર કાંઇ કરવા, શ્રીમંતાઇ અમારી છે. ૨
ભલે હો રંક કે શ્રીમંત, ભલે હો નેક ન્યાયી પંથ,
ભલે ભાવે ભજે ભગવંત, શ્રીમંતાઇ અમારી છે. ૩
ગમે તેવા અમે ભુંડા, તમે રૂડા થકી રૂડા,
છતાં પહેર્યાં કરે ચૂડા, શ્રીમંતાઇ અમારી છે. ૪
અમારો રોફ છે જુદો, અમારો ટેક છે જુદો,
અમારો રાહ છે જુદો, શ્રીમંતાઇ અમારી છે. ૫
ગરીબોને અમે દમીએ, અમારા સ્વાર્થે વિરમીએ,
ન કોઇને અમે નમીએ, શ્રીમંતાઇ અમારી છે. ૬
થતો અમ કોપ જેના પર, ન કરતો સહાય તેને હર,
અજબ એવો અમારો ડર, શ્રીમંતાઇ અમારી છે. ૭
છતાં જે રાખતો રાજી, કહે હાજી, બધું હાજી,
થતો નિર્વિઘ્ન તે પાજી, શ્રીમંતાઇ અમારી છે. ૮
મળ્યા અમને પ્રભુ જગમાં, અમે મોટા સદા કદમાં,
સુમો અંગુલ પડી પગમાં, શ્રીમંતાઇ અમારી છે. ૯

( કાશીરામ ભાઇશંકર ઓઝા. )

પ્રવાસીચન્દ્ર—શેઠ, તમને મદનો–પૈસાના મદનો તાવ આવ્યો છે અને આંખે અહંભાવનાં પડળ ચડ્યાં છે કે જેથી તમને કાંઇ ભાન નથી તેમજ સત્ય દર્શન કરી શકતા નથી.

હાજીયાશંકર—હા ભાઈ પ્રવાસીચંદ્ર, શેઠને તમે ઠીક શિખામણ આપો છો. તમારૂં કહેવું ખોટું નથી. જુઓને તમે આટલું આટલું કહો છો, અને આટલી વારથી ઊભા છો છતાં તમને બેસવાનું પણ કહે છે ?

પ્રવાસીચન્દ્ર—ભાઇ, તમારૂં નામ શું ?

હાજીયાશંકર—મ્હારૂં નામ હાજીયાશંકર છે, અને હું શેઠ પાસે ઘણી વાર આવું છું, તેમ જ શેઠની મારા પર ઠીક મહેરબાની છે.

મદાન્ધ—અલ્યા હાજીયાશંકર, તને પણ કાંઈ વિચાર થતો નથી કે આવા લપી માણસો સાથે લપ કર્યા કરે છે? તેની સાથે ના બોલીએ તો આપુઆ લવ લવ કરીને ચાલ્યા જશે! જોને પેલો વિદ્યાનંદ ઊભો ઊભો રડયા કરે છે અને તેનાં આંસુ લુછવાનું મને કહે છે! પણ આપણે કયાં એવા નવરા છીએ કે એવા ધંધા કરીએ?

હાજીયાશંકર—હા, શેઠ, તમારૂં કહેવું બરાબર છે. એવા તો કંઇક આવશે. આજે આને કાંઇક આપશો તો વળી કાલે બીજો આવશે અને એમ તો તમે કેટલાએકને આપશો ?

પ્રવાસીચન્દ્ર—હાજીયાશંકરભાઇ, તમે તો ખરેખર હાજીયાશંકર છો એમ જણાય છે. હું કહું છું તે પણ બરાબર છે અને શેઠ કહે છે તે પણ બરાબર છે, એમ બન્ને બાજુની ઢો-

લકી ઠીક વગાડી જાણો છો પણ તમારા જેવાનું એ કામ નથી. મિત્રોનું-સ્નેહીઓનું કામ છે કે સત્ય અને હિતકર હોય તેજ સલાહ આપવી.

હાજ્યાશંકર—ભાઇ, તમારી પેઠે અમારે ગામોગામ ભીખ માગવી નથી. અમારે તો શેઠ પાસે રહેવું છે તેથી શેઠને ઠીક લાગે તેમ જ બોલવું અને કરવું જોઇએ. પરિણામ જોવાનું કામ અમારૂં નથી. શેઠ ક્યાં મુરખ છે કે તેમને અમારે કાંઇ સલાહ આપવી પડે? એ તો પુન્યનાં પૂતળાં. એ બેઠાં બેઠાં દુધ ચોખા ને સાકર ખાય ને ફાંદપર હાથ ફેરવે ને મજા કરે; કેમ શેઠ, હું ખરૂં કહું છું ને?

મદાન્ધ—હા બરાબર છે, આપણે પૈસાવાળાને શું ફીકર છે? જ્યાં જઇએ ત્યાં પધારો પધારો થાય અને ઉઠી ઉભા થઇ માન આપે પછી આપણે બીજું શું જોઇએ? આ ઉભો તે કહે છે કે હું ગરીબ છું તેથી મને મદદ આપો, પણ ગરીબ હોય તેમાં આપણે શું કરીએ? ભોગ તમારા ને તમારા કર્મના કે ગરીબ થયા. જો ગરીબ રહેવું ન ગમતું હોય તો ઝોળી પાતરાં લઇને સાધુ બાવા બની જાવ કે પછી કમાવાની ચિંતા જ નહિ.

પ્રવાસીચન્દ્ર—શેઠ, બહુ મદમાં ન છકી જાવ-જરા પ્રભુનો ભય રાખો અને

અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કાંઇ ધ્યાનમાં,
છેવટ જવું શમશાનમાં પણ ગવને તજતા નથી.

મદાન્ધ—શું કહ્યું? શું મ્હારે મરવું છે! અરે વળી મ્હારે તો મરવાનું હોય?

**પ્રવાસીચન્દ્ર**—હા શેઠ, એક દિવસ સ્મશાનમાં અવશ્ય જવું છે. ૫૦-૨૫ વર્ષ મોડા કે વ્હેલા, પણ એક દિવસ એ માર્ગે સહુને જવું છે. શ્રીમંત થયા એટલે મરવાનું બંધ થતું નથી. ત્યાં નથી પોપાબાઇનું રાજ્ય કે શ્રીમંતની બીક રાખે કે લાંચ આપવાથી બચી જવાય. ત્યાં તો જવું છે એ ચોક્કસ છે અને ગયા પછી અહિં કરેલાં સારાં માઠાં કર્મનાં ફળો અવશ્ય ભોગવવાં છે, એ પણ ચોક્કસ છે.

**મદાન્ધ**—શું કોઇ ઉપાયે મૃત્યુ અટકાવી શકાય તેમ જ નથી !

**પ્રવાસીચન્દ્ર**—ના. કોઇ ઉપાય એવો નથી કે જેથી મૃત્યુદેવને રોકી શકાય, કે અટકાવી પણ શકાય ! જીવનના બદલામાં આખી પૃથ્વીનું રાજ્ય આપે તોપણ મૃત્યુદેવ મૂકે તેમ નથી જ. બીજે ક્યાં જવું ? તમારા વડીલો-દાદાઓ વિગેરે શ્રીમંતો હતા છતાં તેઓને મૃત્યુદેવ ઉપાડી ગયા અને તે ક્યાં ઉપાડી ગયા તેનો પત્તો પણ નથી. સાંભળો, વિદ્વાનોએ શું કહ્યું છે.

( ભુજંગી છંદ. )

તજી મંદિરો માળીઆં ગોખ મેડી, તજી બાગ ને બંગલા પ્રૌઢ પેઢી,
સ્મશાને સુકાં કાષ્ટમાં વાસ લેવો, અરે આવશે એક તો દિન એવો.
ઘણા ઘેર મેના ઘણા હાથી ઘોડા, ઘણા જુક્તિવાળા બન્યા જોડજોડા,
ઘડીમાં થશે સ્વપ્નનો સાજ જેવો, અરે આવશે એક તો દિન એવો.
હશો ગામમાં સીમમાં કે કુવીમાં, હશો ખેદમાં કે હશો જે ખુશીમાં,
કહો કોણ જાણે હશે કાળ કેવો ? અરે આવશે એક તો દિન એવો.
નહિ આગળે કાગળેથી જણાવે, નહિં કોઇ સાથે સંદેશો કહાવે,
અજાણ્યો અકસ્માત આશ્ચર્ય જેવો, અરે આવશે એક તો દિન એવો.

પુરાં થઇ શક્યાં તે થશે કામ પૂરાં, અધુરાં રહ્યાં તે રહેશે અધુરાં,
તડાકો તમે તોપનો જેમ ટેવો, અરે આવશે એક તો દિન એવો.
રહ્યા મિત્ર સંબંધી તે સર્વ રોશે, જરી જોર ચાલે નહિ દૃષ્ટિ જોશે,
જશે ખાખ થઇ ઉડી આ તો અવેવો, અરે આવશે એક તો દિન એવો.

મદાન્ધ— ઠીક, કદાચ મૃત્યુને નહિ અટકાવી શકાતું હોય પણ અહિં મરણ વખતે ૨૫-૫૦ હજાર ધર્માદામાં લખાવી જઇશું તેથી તમે જેને પ્રભુ કહો છો તે રાજી થશે અને અમને ત્યાં ઉંચી પદવી અને સારી જગ્યો તો આપશે ને ? અને એ પૈસા આપવા પડે એના માટે અત્યારે ગમે તે પ્રકારે દ્રવ્ય એકઠું કરવું જોઇએ ને ?

પ્રવાસીચંદ્ર—શેઠ, તમને તો ભ્રમણા થઈ છે. તમે તમારા હૃદયમાં ચોક્કસ લખી રાખજો કે,

છે રંક રાજા હારમાં, કીરતારના દરબારમાં,
કો ઉંચ નીચો ધાર માં, જુઠું અમે ગાતા નથી.

( શંકરલાલ મગનલાલ પંડ્યા. )

મદાન્ધ—હેં, શું પ્રભુના દરબારમાં બધાએ સરખાં ? ત્યાં કોઇ ઉચ્ચ નીચનો ભેદજ નથી ? અમારા જેવા શ્રીમંતોની ત્યાં કાંઇ પણ કદર નહિ થાય ? શું અમને ત્યાં માન નહિ મળે ?

પ્રવાસીચંદ્ર—ના, ના, તમારા જેવા મદાન્ધની કે પૈસાવાનની ત્યાં કાંઈ કીંમત જ નથી. ત્યાં તો તમને ધક્કાજ મળવાના. પ્રભુના દરબારમાં ભેદ છે પણ તે નિર્ધન કે ધનવાનનો નહિ પણ સારાં કે માઠાં કામ કરનારનો. જેણે અહિં સારાં કામ કર્યાં હશે તેને પ્રભુ પોતાની હજુરમાં ઉંચા આસને બેસારે છે

અને જેણે જીવનમાં એક પણ સારૂં કામ નથી કર્યું પણ માત્ર પૈસા મેળવવામાં અને તેને સંગ્રહી રાખવામાં આંધળા થયા છે તેને તો પ્રભુનાં દર્શન પણ થવાનાં નહિ.

મદાન્ધ—શું પ્રભુ ત્યાં બધુંએ પૂછતા હશે કે તમે ત્યાં શું શું કર્યું!

પ્રવાસીચંદ્ર—હા. પ્રભુ જે પૂછવા જેવું છે, જેની કીમત અને જરૂર છે તેના સંબંધી અવશ્ય પૂછવાના જ.

મદાન્ધ—શું પૂછશે અને શું નહિ પુછે, તે તમે મને કહી સંભળાવો જોઇએ!

પ્રવાસીચંદ્ર—સાંભળો, વિદ્યાનંદ તે તમને કહી સંભળાવે છે.

ભૂજંગી.

તમે કેટલા બંગલાઓ બનાવ્યા ?
તમે કેટલા દામ ગાંઠે બચાવ્યા ?
ચલાવી તમે કેટલી ત્યાં દુકાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો— પ્રભુ. ૧
તમે કેટલી રોજ ચીરૂટ ફુંકી ?
તમે વાપરી કેટલી ચ્હાય ભુકી ?
તમે ચાવતા કેટલાં રોજ પાનો— પ્રભુ. ૨
કઇ જાતના પહેરતા બુટ જોડા ?
ઘરે રાખતા કેટલા ગાય ઘોડા ?
હતા કેટલા ગાડી ને ગાડીવાનો— પ્રભુ. ૩
તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો !
બી. એ. એમ. એ. એમ. ડી. શું થયા છો ?
થયા જે. પી. કે, ચાંદ સી. આઇ. ઇ. નો— પ્રભુ. ૪

કઇ જાતના બાળતા પેર લેમ્પો ?
કઈ જાતની વાપરી બેસ્ટ કેપો ?
બીજો ડ્રેસ કેવો હતો પહેરવાનો– પ્રભુ. ૫
તમે કેટલાં વસ્ત્ર ભેગાં કર્યાં છે ?
કઇ જાતનાં અત્તરો વાપર્યાં છે ?
તમે વાપર્યાં પાન ગુલાબદાનો– પ્રભુ. ૬
તમે કેટલાં નાટકો ખેલ જોયા ?
તમે શરતમાં કેટલા દામ ખોયા ?
લીધો લાવ શું શરતમાં જીતવાનો ?– પ્રભુ. ૭
ઉનાળે હવા સારૂ કયે ઠામ જાતા ?
તમે રેલવેમાં કયો વર્ગ લેતા ?
કરી કેટલી મીજબાની જુવાનો ?– પ્રભુ. ૮
મુલાકાત લીધી તમે હોટલોની ?
ભાંગી ગરદનો કેટલી બોટલોની ?
લવેન્ડર અને સેન્ટની શીશીઓનો ?– પ્રભુ. ૯
તમે કેટલું દીનને દાન દીધું ?
ગરીબો તણું શું તમે હિત કીધું ?
દઇ અન્ન પોષ્યા ભુખ્યા ઇનસાનો ?
પ્રભુ તે તમોને નક્કી પૂછવાનો.

—( મુનિ છો. )

( તે કવિતા સાંભળવાથી મદાન્ધના મન ઉપર બહુજ સુંદર અસર થાય છે. તે કહે છે.)

**મદાન્ધ**—ભાઇ પ્રવાસીચંદ્ર, આજે આપે અહિં પધારી મ્હારા મદનાં ચડેલાં પડળો ઉતાર્યાં છે અને સત્ય જ્ઞાનામૃતનુ પાન કરા-

વ્યું છે તેમજ પૈસો મળ્યા પછી તેનો શું ઉપયોગ કરવો તે તમે ટુંકામાં પણ ઘણીજ સુંદર રીતે વિદ્યાનંદ પાસે કહેવરાવ્યું છે. વિદ્યાનંદ પણ આવું સ્હમજાવી શકે છે તેની તો મને ખબરજ નહિ. મ્હેં આપનું બહુ અપમાન કર્યું છે તેની માફી માગું છું, આવો અહિ પધારો-બન્ને જણ પધારો અને આ ગાદી પાવન કરો.

( પ્રવાસીચંદ્રને અને વિદ્યાનંદને મદાન્ધ શેઠ ઉભા થઇને ભેટે છે અને હાથ ઝાલી પોતાની ગાદી પર બેસારે છે તે જોઇને મદાન્ધ શેઠનો ન્હાનો ભાઇ ધનાન્ધ, મદાન્ધની પાસે આવી ખીજાઇને કહે છે.)

ધનાન્ધ—અરે ભાઇ, આ શું ધંધો માંડયો છે? આવા ભિખારાનો કેમ આદરસત્કાર કરો છો ? જો આવા એકાદને એકવાર માન આપશો તો બીજા કેટલાએક આવીને લેઇ જશે. અત્યારસુધી તો હું એમ ધારતો હતો કે ભાઇ આને માન નહિ આપે એટલે પોતાની મેળે ચાલ્યા જશે, એમ ધારી હું કાંઇ બોલ્યો નહિ.

હાજીયાશંકર—હા શેઠ, નાના ભાઇ કહે છે તે બરાબર છે અને ધન એમ ઉડાવી દેવાય નહિ અને આવાઓ તમને ઘડીવાર જંપવા નહિ દે.

મદાન્ધ—ભાઇ, જરા ધીરા થા. આ આપણે ત્યાં આવ્યા છે તે ભિખારી નથી પણ પરોપકારી દેવ છે. તેની સાથે આ વિદ્યાનંદ છે તે પણ ભવિષ્યમાં સારી આશા આપતો એક વિદ્યાર્થી છે. તેઓ આપણે ત્યાં પધાર્યા છે તે પરમભાગ્યની વાત છે.

કા૦—નાના ભાઇ, શેઠ કહે છે કે શ્રીમંતને ત્યાં આવા પરોપકારી માણસો ન આવે તો પછી શું અમારા જેવા ગરીબને ત્યાં જાય ?

મના૦—ઠીક ઠીક, હવે શીખામણ દેવા આવ્યો છે તે !

મહા૦—ભાઇ એમ ક્રોધ ન કરીએ.

મના૦—હવે ક્રોધ અને તમારો બોધ પડયો ખાડમાં, હું તો એટલુંજ કહું છું કે તમે આ બે જણાને આંગણા ઉપર ચડવા દીધા એજ મોટી ભૂલ કરી છે. પણ હવે તેને જલદી રજા આપો. એને એક પાઇ પણ પરખાવશો નહિ જો કાંઇ આપ્યું છે તો તમારે ને મારે કલેશ થશે.

મહા૦—ભાઇ, એમ ઉતાવળા ન થઇએ. તારા જેવીજ મ્હારી વૃત્તિ હતી તેથી હું પણ એમજ કહેતો હતો પણ આજે ભાઇ પ્રવાસીચંદ્રે મ્હારી આંખ ઊઘાડી અને સત્ય વસ્તુનું ભાન કરાવ્યું છે.

મનાન્દ—હવે દીઠું તમારૂં ને તેનું સત્યજ્ઞાન. શું, એવા લુખા લુખા જ્ઞાનથી કોઇનું પેટ ભરાયું છે ? મ્હારા ગુરૂએ તો મને શીખવ્યું છે કે,

અણુજાણીયા ઘોડે ચડયા, ભણ્યા માગે ભીખ,
ભણશો માં કોઇ ભાયડા, નકટા રખાી શીખ.

આ શિખામણ મ્હેં હૃદયમાં ધારી રાખી છે તેથી મ્હારે ભણવું નહિ અને કોઇને ભણવામાં એક પાઇ પણ દેવી નહિ. માત્ર દ્રવ્ય એકઠું કરવું અને તેને સાચવી રાખવું.

મહાન્દ—ભાઇ, ધનને સાચવી રાખવાથી કોનું કલ્યાણ થયું છે ! જોને આપણાં દાદાઓ કેટલું એકઠું કરીને સાચવીને ચાલ્યા ગયા, પણ સાથે ફુટી બદામ પણ ન લઇ ગયા.

ધનાન્ધ—સાથે ના લઇ ગયા તે નસીબ તેમનાં, તેમાં આપણે શું કરીએ ? શું આપણે કંઇ તેમને ના પાડી હતી ? પણ હું અત્યારે એવી ચર્ચા કરવા આવ્યો નથી. મ્હારી તો પ્હેલી ને છેલ્લી એકજ વાત છે કે આ લોકોને કંઇ આપશો નહિ અને જો આપશો તો તમારા ખાતે મંડાવો, મારો તેમાં ભાગ નથી, વળી જો તમારે આવી રીતે ધન ઉડાવી દેવું હોય તો મને મારો ભાગ વહેંચી આપો અને પછી તમારા ભાગના ધનને ઉડાવી દેજો.

મદાન્ધ—પ્રવાસીચંદ્ર ભાઇ, આ મ્હારા નાના ભાઇને આપના જ્ઞાનામૃતનું પાન કરાવી તેને કંઇક સત્ય દર્શન કરાવો તો ઠીક.

પ્રવાસીચંદ્ર—ધનાન્ધ ભાઇ મ્હારી એક વાત સાંભળશો ?

ધનાન્ધ—એક શું દસ વાત કહેશો તે સાંભળીશ, માત્ર પૈસા દેવાની વાત સીવાય. જો એ વાત કહેશો તો મને નહિ ગમે.

પ્રવાસીચંદ્ર—પૈસા દેવા લેવાની વાત પછી છે પણ એકવાર મારી વાત સાંભળો તો ખરા.

એક દિવસ રાજા ભોજના મંત્રીએ વિચાર કર્યો કે આ રાજા બહુ દાન કરીને ધન ઉડાવી દે છે તેથી ખજાનો ખુટી જશે તો શી વલે થશે ? તેથી રાજાને ઇશારામાં સમજાવવા માટે રાજાના શયનગ્રહની દીવાલપર મ્હોટા અક્ષરે એક પદ લખ્યું કે **आपदर्थे धनं रक्षेत्** એટલે કે આપતકાલને વાસ્તે ધન સાચવી રાખવું જોઇએ. રાજાએ તે પદ વાંચી નીચે લખ્યું કે, **महतामापदा कुतः** મોટા ભાગ્યવંત પુરૂષોને વળી આપદા કેવી ? તે નીચે મંત્રીએ લખ્યું કે **कदाचित् कुप्यति दैवं** કદાચ દૈવનો કોપ થાય તો મોટાઓને પણ આપદા આવી પડે તેથી ધન સંગ્રહવું. તે નીચે રાજાએ છેલ્લું પદ

લખ્યું કે **संचितोपि विनश्यति** જ્યારે દૈવનો કોપ થશે ત્યારે સંગ્રહેલું પણ નાશ પામે છે. માટે પૈસો સાચવી રાખવા કરતાં સદઉપયોગ કરવો એ જ ઉત્તમ રસ્તો છે.

મદાન્ધ—ભાઇ પ્રવાસીચંદ્ર, શું ધન સંગ્રહી રાખ્યું કામ નહિ આવતું હોય ?

પ્રવા૦—ના આશા પણ રાખશો નહિ !

મદા૦—કોઇ પણ ઉપાયે ધન પરભવમાં સાથે લઇ જવાય એવો રસ્તો છે ખરો ?

પ્રવા૦—હા, બેન્કમાં મૂકો તો વ્યાજ શીખે પરભવમાં મળે.

મદા૦—ભાઇ, મારા પૈસા તો બધાએ બેંકમાં જ છે. જુવો બે લાખ મુંબઇ બેંકમાં છે, સાત લાખ સેન્ટ્રલબેન્કમાં છે, ૪ લાખ સ્પીસી બેન્કમાં છે, એમ ઘણીખરી બેન્કોમાં અમારા પૈસા છે.

પ્રવાસીચંદ્ર—ભાઇ, એ બેંકો તો ભેંકાવનારી છે. તેમાં મુકેલા પૈસા વ્યાજ સીખે તો ઠીક પણ મૂળગાં પાછાં મળે તોય નસીબદાર, હું એ બેંકમાં મૂકવાનું નથી કહેતો.

ધનાન્ધ—ત્યારે કંઇ બેંકમાં મૂકવાનું કહો છો ?

પ્રવા૦—જ્ઞાનદીપક બેંક, સેવાધર્મ બેંક વિગેરે બેંકમાં મૂકવાનું કહું છું.

ધનાન્ધ—એ બેંકમાં મૂકવાથી નાણું ખોટાં નહિ થાય અને વ્યાજ સારૂં મળશે ?

પ્રવા૦—હા, વ્યાજ હજારગણું મળશે અને બેંકમાં મૂકેલાં નાણાં કદી ખોટાં થતાંજ નથી. અર્થાત્ જ્ઞાનદાન માટે કે કોઇના હિત માટે ખર્ચેલાં નાણાં અન્ય ભવમાં વ્યાજ શીખે મળે છે.

મદાન્ધ—જો એવું હોય તો હું એવા જ્ઞાન ખાતામાં કે સેવા–સહાય કરવામાં તમો કહો તે પ્રમાણે નાણાં ખર્ચવાને તૈયાર છું.

મહાન્ધ—ભાઈ શ્રી, અત્યારસુધી હું એમજ માનતો હતો કે પૈસાવાળાને મરવુંજ નથી અને કદાચ મરવાનું હોય તો તેની હૈયાતીમાં જેમ અહિં પૈસાને લીધે દરેક ઠેકાણે માન મળે છે તેમ મરણ પછી પણ ઉંચ પદવીજ મળે છે.

પ્રવા૦—ના, ના, શેઠ, તેમ કદી હોયજ નહિ. પ્રભુના દરબારમાં અન્યાય હોયજ નહિ. ત્યાં કાંઇ પૈસાવાળાની કોઇને બ્હીક લાગતી નથી. ત્યાં તો માત્ર સદાચાર અને પ્રાણી માત્રની સેવા અર્થે ખર્ચેલ તન, મન અને ધનની કિંમત છે, તો શેઠ, જો મરણ પછી સુખ ભોગવવું હોય અને અત્યારે છે તેના કરતાં અનેકગણું વધારે દ્રવ્ય અને સુખ મેળવવું હોય તો જ્ઞાન–વિદ્યા જાતે મેળવો અને ગરીબ વિદ્યાર્થીઓને તેમજ નિરાશ્રીતોને જ્ઞાન દાન અને અન્ન વસ્ત્રની સહાય કરી આ મનુષ્યભવને સફળ કરો.

મહા૦—ભાઈ, આજે મ્હારાં ચક્ષુઓ ખુલ્યાં છે. આજે જ જાણે હું જન્મ્યો હોઉં તેમ મને જણાય છે. ખરેખર તમે મને જ્ઞાનનો પ્યાલો પાઇ મ્હારા મદનું ઝેર ઉતાર્યું છે. હું આપનો કેટલો ઉપકાર માનું ?

પ્રવા૦—શેઠ, આજે મને પણ આનંદ થાય છે કે તમારા જેવા એક શ્રીમંત ગૃહસ્થને હું કાંઇક સ્હમજાવી શકયો છું, અને આત્મકલ્યાણના માર્ગે લાવી શકયો છું. શેઠ, મ્હેં ગુસ્સામાં કેટલાંએક કડવાં વચનો કીધાં છે તો તેના માટે ક્ષમા કરશો.

મહા૦—ભાઇ શ્રી, ક્ષમા તો તમે કરો, કારણકે મ્હારા ગૃહસ્થ ધર્મથી પણ હું ભ્રષ્ટ થયો અને તમને આવકાર પણ ન આપ્યો એટલુંજ નહિ પણ નિઃસ્વાર્થે દુઃખીયોની સેવા કર-

નાર આપના જેવા પરોપકારીનું મ્હેં અપમાન કર્યું તેથી મને ઘણો જ પશ્ચાત્તાપ થાય છે.

પ્રવા૦—શેઠ, અમારે તમારા જેવાના બોલવા સામે જોવાનું ન હોય. અમે જો આવા પ્રસંગે ક્રોધ કરીએ કે અપમાન સ્હમજીને ચાલ્યા જઈએ તો તેથી અમારા આત્માનું અકલ્યાણ થાય તેમ જ જગતમાં પણ કોઇનું સારૂં કરી શકીએ નહિ. હવે જો આપને આપનાં પોતાનાં વર્તન માટે પશ્ચાત્તાપ થતો હોય તો તેના પ્રાયશ્ચીત્ત તરીકે વિદ્યાદાનમાં અને નિરાશ્રિતને સહાય કરવામાં કાંઇક દાન કરો, તેથી ઘણા આત્માનો ઉદ્ધાર થશે અને તેઓની શુભાશીષથી તમારા પૂર્વનાં પાપ બળી ભસ્મ થશે અને તમારૂં આત્મકલ્યાણ થશે.

શ્રદ્ધા૦—આપની આજ્ઞા હું મ્હારા મસ્તકે ચડાવું છું, અને આપનો ઉપકાર માનું છું. વળી આપે મ્હારા નાના ભાઇને પણ સ્હમજાવી જ્ઞાન આપ્યું છે, તેના માટે અમો બન્ને આપના આભારી છીએ અને આજથીજ આ વિદ્યાનંદને મ્હારા ન્હાના ભાઇની માફક હું રાખું છું અને તેને ભણવાની તેમજ બીજી જે જે સહાય જોઇશે તે સઘળી હું પૂર્ણ કરીશ, અને આવા બીજા કોઇ વિદ્યાર્થી તમારી જાણમાં આવે તો તેને મ્હારે ત્યાંજ મોકલી દેજો, તે દરેકનું ખર્ચ હું આપીશ. વળી નિરાશ્રીતોને સહાય કરવાને માટે તો આ રકમ આપું છું, તેમનો તમને ઠીક લાગે તેવી રીતે ઉપયોગ કરજો. અને હવે પછી આજથી નિશ્ચય કરૂં છું કે મ્હારી સઘળી કમાણીનો ચોથો ભાગ હું પરમાર્થ ખાતે આપના જેવાની સલાહ લેઇને જે માર્ગ તે બતાવશે તે માર્ગે વાપરીશ.

ધના૦—હું પણ મ્હારી પોતાની ખાનગી મૂડીમાંથી રૂા. ૩૬૦ નો આ ચેક આપને આપું છું અને તેનો તમને યોગ્ય લાગે તેમ સદુપયોગ કરશો.

પ્રવા૦ અને વિદ્યા૦--શેઠ, તમને બન્ને ભાઇને ધન્ય છે.

ધના૦—મોટા ભાઈ! આપને મેં ક્રોધાવેશમાં ન કહેવાનાં વચનો કીધાં છે તેના માટે ક્ષમા કરશો અને પ્રવાસીચંદ્રભાઇને આપણાથી બને તેટલી વધુમાં વધુ સહાય કરશો. મને તો અત્યારે જ્ઞાનામૃત પાનથી અતિ આનંદ થાય છે. સાંભળો તે આનંદ કેવો છે?

રાગ ગઝલ

અલૌકિક મિષ્ટ રસવાળી, પીધી મેં જ્ઞાનની પ્યાલી,
અરે અજ્ઞાનને ટાળી, પીધી મેં૦
કુટાયો હાય અંધારે, જરાએ જ્યોત ના ઝાંખી,
હવે જો જ્યોત છે ભાળી, પીધી મેં૦
અબોધે ખૂબ અથડાઇ, ભુલી ભવસાગરે ભટક્યો,
નકામી જીંદગી ગાળી, પીધી મેં૦
મળ્યા આ સદ્ગુરૂ સાચા, બતાવ્યો નેક આ રસ્તો,
ઝલાવી જ્ઞાનની ડાળી, પીધી મેં૦
પ્રભુનો પ્રેમ પાનારી, બનાવી મોક્ષની બારી,
અહાહા! હસ્તમાં ધારી, પીધી મેં જ્ઞાનની પ્યાલી.

( મણિકાન્ત )

કાળ૦—સાબાશ શેઠ, તમે તો ખુબ કરી. મને આવી ખબર ન્હોતી કે તમે આમ એકાએક ઉદાર થઇ જશો પણ તમે બહુ સારૂં કર્યું અને જીવતરને સફળ કર્યું. મારાથી બીજું કાંઇ થઈ શકે તેમ નથી પણ અત્યારથી મારી લાંચખાવાપણાની